વિદ્યાર્થિઓને માટે.

# શ્રી વામણની ધાત.

અને

# અમૂલ્ય [redacted]નો.

---

પ્રત. ૫૦૦—આવૃત્તિ પેહેલી.



---

છપાવી પ્રગટ કરનાર.
મગનલાલ શંકર પટેલ.
માંગરોળ.

નડીઆદ 'સત્યસાગર' પ્રેસ.

કિંમત ૦-૦-૬

સામટી લેનારને કીફાયત ભાવે આપીશું.

# શીખામણનીવાત.

## નિશાળમાં આવતાં પહેલાં શું કરવું.

૧ નિત્ય સવારે વહેલાં ઉઠવુંજી.
૨ ઇશ્વરનું ધ્યાન ધરવુંજી.
૩ માબાપને પગે લાગવુંજી. ૯૯૫૪
૪ માબાપ કહે તેમ કરવુંજી.
૫ દાતણ પાણી કરવુંજી.
૬ સ્લેટ દફતર લેવાંજી.
૭ ભણવાનો સામન સાથે રાખવોજી.
૮ નાગાં નિશાળે ન આવવુંજી.

## નિશાળમાં શું કરવુ.

૯ રોજ વહેલાં નિશાળે આવવુંજી.
૧૦ શિક્ષકને સલામ કરવીજી.
૧૧ શિક્ષક કહે તેમ કરવુંજી.
૧૨ શિક્ષક કહે ત્યાં બેસવુંજી.
૧૩ અદબ કદી નહી છોડવીજી.
૧૪ વાંચ કહે તો વાંચવુંજી.
૧૫ લખ કહે તો લખવુંજી.
૧૬ વાંચતાં લખતાં વાત ન કરવીજી.
૧૭ વાત કરીએ તો ઠપકો મળે.

૧૮ ઠપકો મળે તો વસમું લાગે.
૧૯ ઊઠ કહે તો ઉઠવુંજી.
૨૦ બેસ કહે તો બેસવુંજી.
૨૧ ચિત્ત લગાડીને ભણવુંજી.
૨૨ શિખતાં નહીં શરમાવુંજી.
૨૩ ભણતાં નહીં ગભરાવુંજી.
૨૪ કોઈનું જોઈ ન લખવુંજી.
૨૫ ન આવડે તો શીખવુંજી.
૨૬ રોજ કાંઇ નવું શીખવુંજી,
૨૭ નિશાળગાં નહી ખાવુંજી.
૨૮ નિશાળમાં તોફાન ન કરવુંજી,
૨૯ રજા વગર ઘેર ન રહેવુંજી.
૩૦ કામ હોય તો રજા લઇ રહેવુંજી.
૩૧ ગેરહાજર રહે તો સોટી વાગે.
૩૨ સોટી વાગે તો વસમું લાગે.
૩૩ સ્લેટ દફતર સાચવવાંજી.
૩૪ ડાઘા પાડી ન ફાડવાંજી.
૩૫ ટુંકી કલમો નહીં રાખવીજી.
૩૬ ચોપડીની ભીખ નહીં માગવીજી.

## ઘેર શું કરવું.

૩૭ માર્ગમાં મસ્તી ન કરવીજી;
૩૮ ઘરે તોફાન ન કરવુંજી.

૩૯ શરીર લૂગડાં સાફ રાખવાંજી.
૪૦ નહાઈ ધોઈ ને જમવુંજી.
૪૧ રોજ ઘેર લખવું વાંચવુંજી.
૪૨ આખો દહાડો ઘેર ન રમવુંજી.
૪૩ રીસાવાની ટેવ ન રાખવીજી.
૪૪ રોજ સાંજે મોપાટ લેવીજી.

## નિતિ.

૪૫ રસ્તામાં નહીં ખાવુંજી.
૪૬ રઝળતાં વઢતાં ન ચાલવુંજી.
૪૭ કદી જુઠું ન બોલવુંજી.
૪૮ પારકી જણસ ન લેવીજી.
૪૯ જડે તો ગુરૂજીને દેવીજી.
૫૦ વાંક પડે તો માનવોજી.
૫૧ જુઠું બોલી ન છૂપાવવોજી.
૫૨ કજીઓ કદી ન કરવોજી.
૫૩ જુગટે નવ રમવુંજી.
૫૪ કદી બંધાણ ના કરવુંજી.
૫૫ જીવપર ખાર ન કરવોજી.
૫૬ બધા સાથે પ્રેમ રાખવોજી.
૫૭ શીખામણ એ સૌ હૈયે રાખશોજી.
૫૮ તો ગુરૂજીને વહાલા લાગશોજી.

ભણે ગણે તે ડાહ્યોજી.
ન ભણે તે ગાંડોજી.
એવું જોઈ સૌ ભણશોજી.
તો સુખે ભોજન જમસોજી.

---

## અમૂલ્ય વચનો

૧ કહેલું ગીત જે સાંભળતો નથી તેને બેરા સરખો જાણવો.
૨ જે ક્રોધને આધીન થાયછે તેને આંધળા સરખો જાણવો.
૩ જે સારૂં બોલી જાણુતો નથી તેને મુંગા સરખો જાણવો.
૪ જે સારૂં માઠું સમજતો નથી તેને પશુ જેવો જાણવો.
૫ જેને હાથે પરોપકાર થાય છે તેને મોટો માણુસ જાણવો.
૬ જુવાની, ધન, આયુષ્ય, એના ભરોસા પર રહેતો નથી તેને સાવધ જાણવો.
૭ જેનું મન સ્થીર તે સુખી.
૮ કોઈ આપણી સ્તુતિ કરે તેપર ભૂલવું નહીં.
૯ આપણી કોઇ નીંદા કરે ( પાછળ ) તે સાંભળીને લડવા જવું નહીં કેમકે પીઠ પાછળ હલકા લોક માઠું બોલેછે.
૧૦ જે સંકટથી બીતો નથી તેને ધીરજવાન જાણવો.
૧૧ કોઇ ગરીબને જોઈ તેનો અનાદર કરવો નહીં.
૧૨ કોઈ સાથે વેર બાંધવું નહીં.
૧૩ દ્રવ્યવાન સાથે સ્નેહ કરવા સૌ આ

૧૪ સારા લોકની શીખામણનું બાપણુ કડણુ હોય પણ તે હીતકારક હોય.

૧૫ આપણી છાની વાત ઘણું કરી કોઇનો વિશ્વાસ રાખી કહેવી નહીં.

૧૬ છાની વાત સારા મિત્રને કહેવી.

૧૭ પેદાશ ખરચ માંડતા રહેવું.

૧૮ વહેવારની વાને શરમ રાખવી નહીં.

૧૯ જુગતીની વાત નાના પાસેથી પણ લેવી.

૨૦ ઘરમેળે ટંટો પતે ત્યાં સુધી દરબારમાં જવું નહીં.

૨૧ મુઆ માણસનું ભુંડું બોલવું નહીં.

૨૩ કોઈની છાની વાત ઉઘાડી કરવી નહીં.

૨૩ મેવો મીઠાઇ ખાવાની જીભને ટેવ પાડવી નહીં.

૨૪ બીજાનો કજીઓ વેચાતો લેવો નહીં.

૨૫ એક કામ પુરૂ કર્યા બાદ બીજા કામમાં હાથ ઘાલવો.



## અમારા તરફથી પ્રગટ થનારા પુસ્તકો.

---

સોના રૂપાનું ઝાડ.

બીજા ધોરણની નોટ.

બોધ વચનો.

સદ્બોધ વાર્તા.

ઉપરના પુસ્તકો વિશે કાંઈ પૂછવું હોય તો નિચેને સરનામે પૂછવું.

મગનલાલ શંકર પટેલ.

માંગરોળ તાલુકા સ્કુલ.